પ્રકાશન નં. ૨૮૮

# પરદાની હકીકત

: મૂળ લેખિકા :

ખૌલા નક્તા

: અનુવાદક :

(માનવંત જનાબ) ઇસ્માઈલ રંજા (સા.)

**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. કથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજ.–ઇન્ડિયા)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

ફ્રાંસમાં ૧૯૯૦ની શરૂઆતમાં સૌપ્રથમવાર જ્યારે હું ઈસ્લામમાં દાખલ થઈ ત્યારે વિપરીત સંજોગોને કારણે શાળાઓમાં હિજાબ (પરદો) પહેરવો ઉગ્ર ચર્ચાનો વિષય હતો. આ દેશ તે વેળા કપરી આર્થિક સમસ્યાઓથી ઘેરાયલો હતો. બેકારી અને સામાજિક અસલામતીનો ભય ચોમેર પ્રસરી રહ્યો હતો. મોટાં શહેરો વધુ પ્રમાણમાં આ સમસ્યાઓનો શિકાર બન્યાં હતાં. વસાહતીઓ અને તેમાંય મુસ્લિમ દેશોમાંથી આવતા વસાહતીઓ આ બેકારીનું મુખ્ય કારણ હતું.

નગરો અને શહેરોમાં જોવા મળતું પરદાનું આ દૃશ્ય મુસ્લિમો પ્રત્યેના તેમના નકારાત્મક વલણને વધુ વણસાવતું હતું. બહુમતિ વર્ગ એમ માનતો હતો કે વિદ્યાર્થિનીઓને પરદો પહેરવાની છૂટ આપવી એ ધાર્મિક બિનસાંપ્રદાયિક્તાને વરેલી જાહેર શિક્ષણ પદ્ધતિની વિરુદ્ધ

છે. મારા ઇસ્લામ પ્રવેશ પૂર્વે કોઈ વિદ્યાર્થિની પોતાના માથા પર સ્કાર્ફ પહેરે તો શાળાઓ શા માટે તેનો વિરોધ કરતી હતી તે મને સમજાતું નહોતું. એ સાથે પરદો પહેરવાની બાબત મુસ્લિમોની લાક્ષણિક્તા કઈ રીતે ગણાતી તે પણ મને સમજાતું નહોતું. તેમ છતાં હું એમ જરૂર માનતી કે સાચી બિનસાંપ્રદાયિક્તા એ જ છે કે શાળાઓએ વિદ્યાર્થિનીઓની ધાર્મિક માન્યતા કે ફરજોની બજવણી તરફ આદરભાવ કેળવવો જોઈએ. મારી દૃષ્ટિએ જો આ પ્રવૃત્તિ શાળાકીય શિસ્ત માટે અડચણરૂપ ન હોય તો તેને અટકાવવી પણ ન જોઈએ.

ફ્રેંચો અને મોટાભાગના પાશ્ચાત્ય દેશો એ વિશે આશાવાદી હતા કે પશ્ચિમીકરણની હવાના ફેલાવા સાથે પરદાનો રિવાજ બંધ થઈ જશે; પરંતુ આ આશાથી તદ્દન વિપરીત મુસ્લિમ યુવાવર્ગમાં 'પરદા તરફનું પુનરાગમન' વધતું જતું હતું. એને આપણે એક પ્રકારનું 'ઈસ્લામિક પુનરુત્થાન' કહીશું. મુસલમાનોને પોતાના ભૂલાયેલાં ગૌરવ અને ઓળખની પુન : પ્રાપ્તિનો એક ભાગ હતો. મુસ્લિમો આ પહેલાં અનેકવાર શોષણનો ભોગ બન્યા હતા.

હું જાપાનથી ત્યાં આવી હતી. અમને સૌ પ્રથમ પાશ્ચાત્ય સંસ્કૃતિનો ખરો (માઠો) અનુભવ મૌજીરા

(Meijiera) દરમિયાન થયો હતો. ઈ. સ. ૧૮૬૦માં જાપાનીઓ માટે વિદેશનાં દ્વાર બંધ કરવામાં આવ્યા તે ઘટનાને મૈજીરા કહે છે. આ એ જ સમય હતો જ્યારે જાપાનીઓએ પશ્ચિમી જીવન પદ્ધતિ અને પરિવેશ વિરુદ્ધ પ્રતિક્રિયા આપી. મુસ્લિમો અને તેમાંય ખાસ કરીને આરબજગતના ઈસ્લામ તરફના આ પુનરાગમનને મારા દેશના પૌર્વાત્ય અને પશ્ચિમી રીતિરિવાજોના કારણે ઉદ્ભવેલા ઘર્ષણ સાથે સરખાવી શકાય. પહેલેથી માનવજાત પૌરાણિક વિચારધારાને પસંદ કરતી આવી છે ને તેથી નવી અજ્ઞાત વિચારધારાનો તે વિરોધ કરતી આવી છે. એના સારાં-માઠાં પરિણામો અંગે સંશોધન હંમેશા ચાલુ રહેશે.

અને એ જ કારણે મુસલમાનોના પરદાના રિવાજને પશ્ચિમના લોકો એક પ્રકારનો મહિલાઓ પરનો અત્યાચાર ગણે છે. એમના મતાનુસાર મુસ્લિમબાનું રિવાજોની દાસી બની ગઇ છે. તેને પોતાની આ દુ:ખદાયક સ્થિતિનું જ્ઞાન નથી. પશ્ચિમના લોકોના મત પ્રમાણે સ્ત્રીમુક્તિ ચળવળ અને સામાજિક–આર્થિક પ્રગતિ જ સાચી સ્વતંત્રતા અપાવી શકે. એમ કરવાથી સ્ત્રીઓમાં જાગૃતિ આવશે અને પરદા જેવા રિવાજોથી તે મુક્ત થશે.

ઇસ્લામ ધર્મને ઉપરછલ્લી રીતે જોનારા લોકો અલ્પજ્ઞાન ધરાવનારા છે. બિનસાંપ્રદાયિક્તાથી ટેવાયેલા આ

બિનમુસ્લિમ વર્ગને એ સમજાતું નથી કે સૈકાઓ પૂર્વે શરૂ કરવામાં આવેલી આ ધાર્મિક પ્રથાને શા માટે મુસ્લિમો અનુસરી રહ્યા છે. ઈસ્લામની આશાશ્વત અને સાર્વત્રિક શક્તિ અને આદેશને હકીકતમાં તેઓ સમજી શકતા જ નથી. દિન-પ્રતિદિન ઈસ્લામ અંગીકાર કરનારનું બાહુલ્ય વધતું જાય છે. આ બાબત પરત્વે તેઓ ખરેખર મૂંઝવણમાં મૂકાય રહ્યા છે. પરદાને જોઈને તેઓ વ્યાકુળ બની જાય છે. આંખો સિવાયના સમગ્ર શરીરને ઢાંકનારા પરદા પાછળ શું હશે તે એક મુસ્લિમ સાટે કલ્પનાનો જ વિષય છે. ઘણા પુસ્તકોમાં લેખકો તેનું બાહ્ય નિરીક્ષણ કરીને લેખો આપે છે. પરદા પાછળ રહેલી સ્ત્રી શુ અનુભવ કરતી હશે તે વાત લેખકોની ધારણા બહાર છે. ઈ. સ. ૧૯૯૧માં જ્યારે હું મુસલમાન બની ત્યારે (પરદા પાછળની સ્ત્રીની અનુભૂતિઓ) મારી સામે સ્પષ્ટ થઈ.

પરદાનો બચાવ કરવા માટે મારી સાથે કોઈ દેશ રિવાજ કે સામાજિક કે ઓળખ નથી મારી દૃષ્ટિએ સામાજિક કે રાજકીય રીતે એનો કોઈ અર્થ નહોતો, મારી દૃષ્ટિએ એનો હેતુ ધાર્મિક જ હતો.

શરૂઆતમાં હું ઈસ્લામ સ્વીકાર-અસ્વીકાર બાબત દ્વિધામાં હતી. એ પરિસ્થિતિમાં હું પરદો પહેરી શકીશ કે નહિ અથવા પાંચ વખતની રોજ પ્રાર્થના કરી શકીશ કે

નહિ તે અંગે ગંભીરતાપૂર્વક વિચારી શકતી નહોતી. આ વિચારો કદાચ મારા ઈસ્લામ અંગીકારના વિચારને કૂણો પાડશે એ ડર મને રહેતો.

ઈસ્લામ સાથે મારે કોઇ સંબંધ નહોતો. નમાઝ પઢવા અને પરદો કરવા જેવી બાબતોથી હું અપરિચિત હતી. એવા સંજોગોમાં હું મસ્જિદે પહોંચી. ધીરે ધીરે મારામાં આંતરિક પરિવર્તન આવતું ગયું અને ધર્મપરિવર્તન પછી શું થશે તે વિચારો દબાતા ગયાં. એથી વિપરીત ઈસ્લામ સ્વીકારવાની મારી ઈચ્છા તીવ્ર બનતી ગઇ. આ એક ઉલ્લેખનીય ચીજ છે. અલ્લાહની મહેરબાનીથી હું ઈસ્લામમાં દાખલ થઇ.

**પ્રથમ પગલું :**

ઈસ્લામ અંગીકાર કર્યા બાદ મને પરદો પહેરવાની ટેવ નહોતી, છતાં હું તેના ફાયદાઓ સમજતી થઈ. થોડા દિવસો પછી મેં એક રવિવારે મસ્જિદમાં વઅઝ સાંભળી અને તે પછીના રવિવારે મેં સ્કાર્ફ ખરીદયો. એક વાત સ્પષ્ટ કરી દઉં. આમ કરવા માટે કોઇએ મને બાધ્ય કરી નહોતી, મારા પર દબાણ કર્યું નહોતું. મારો હેતુ સ્કાર્ફ પહેરીને મસ્જિદ તથા અન્ય બહેનોનું માન સાચવવાનો હતો. આ પહેલાં કદી અનુભવી ન હોય

તેવી જાગૃતિ મારામાં આવતી ગઈ. રવિવારની વઅઝ સાંભળવાની મારી જિજ્ઞાસામાં વધારો થતો ગયો. મારી આધ્યાત્મિક ક્ષુધા (ભૂખ) દિન-પ્રતિ-દિન વધતી ગઈ. ચૂસણિયું જેમ પાણી ચૂસી લે તેમ વઅઝનો એક એક શબ્દ ચૂસવા મારું હૃદય લાલાયિત (આતુર) રહેવા લાગ્યું.

સ્કાર્ફ ખરીદયા પછીના રવિવારે વઅઝ સાંભળવા જતાં પહેલાં મેં વુઝૂ કરી સ્કાર્ફ પહેર્યો. વઅઝ સાંભળીને સૌ પ્રથમવાર હું પ્રાર્થનાખંડમાં પ્રવેશી. નીરવ શાંતિ-ભર્યા વાતાવરણમાં હું અન્ય બહેનો સાથે પ્રાર્થનામાં જોડાઈ. મસ્જિદમાં ગાળેલા મારા એ થોડાક કલાકોએ મને એટલાં આત્મિક સુખ અને સંતોષ આપ્યાં કે એને સાચવવા માટે મેં મસ્જિદ બહાર પણ સ્કાર્ફ પહેરવાનું ચાલું રાખ્યું. ઠંડી પડતી હોવાને કારણે મારા પ્રતિ કોઈનું લક્ષ ન ગયું. મારો પરદામાં રહેવાનો આ પ્રથમ અનુભવ હતો, તેથી હું મારામાં પરિવર્તન અનુભવી રહી હતી. પરદાને કારણે હું મારી જાતને સુરક્ષિત અનુભવી રહી હતી. હું અલ્લાહથી વધુ નિકટ આવી રહી હતી એમ મને લાગ્યું.

પરદેશમાં એક જાપાની મહિલા તરીકે જ્યારે જાહેર સ્થળોએ લોકો મને એકીટશે જોતા તેનાથી હું બેચેન

બની જતી. હું પરદામાં વિશેષ સુરક્ષા અનુભવી રહી હતી. હું તેમની ક્રુર દ્દષ્ટિની ઉપેક્ષા કરતી થઇ.

ત્યાર બાદ તો હું પરદાનશીન બની. આ એક સ્વયંભૂ અને સ્વૈચ્છિક ક્રિયા હતી. પરદો કરવા વિશે કોઇએ મારા પર દબાણ કર્યું નહોતું. પરદા વિશેનું પ્રથમ પુસ્તક કે જેમાં પરદાની હકીકતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તે મેં વાંચ્યું. એમાં પરદા વિશેના અલ્લાહના આદેશનો ઉલ્લેખ હતો. મારા અંતરમાંથી એક ધ્વનિ સંભળાતો હતો–ઈસ્લામમાં દાખલ થયા પછી તારે પરદો પહેરવો જ જોઈએ. ઇસ્લામનો અર્થ જ અલ્લાહની ઇચ્છાને તાબે થવું અને તેના હુકમોનું પાલન કરવું. લાંબો સમય ધર્મવિહોણી (કોઇપણ ધર્મનું પાલન ન કરવું તે) હોવાને કારણે ફરજિયાત ન હોય તેવાં કામો કરવાં મુશ્કેલ હતાં. અલ્લાહના હુકમો ક્ષતિરહિત હોય છે. સાચો ઈસ્લામી પ્રતિભાવ એ જ છે કે કોઈપણ પ્રકારના વાંધાવચકા વિના એ હુકમો સ્વીકારી લેવા. માનવસમાજ ક્ષતિપૂર્ણ હોય છે. હું બીજા ઘણાં બધાની જેમ મારી પોતાની વિવેકબુદ્ધિને અનુસરતી અને કોઇપણ રિવાજ કે પદ્ધતિને ચીપકી રહેવાની જરૂરિયાત વિશે હું મારા મનને સતત પ્રશ્નો પૂછતી. આખરે મારી ઈચ્છા અને અલ્લાહની ઇચ્છા એક થઈ અને અલહમ્દુ લિલ્લાહ કોઇ પણ

પ્રકારના દબાણ વિના હું ઈસ્લામી આદેશોનું પાલન કરતી થઇ.

હું મારી આ હાલતથી સંતુષ્ટ હતી. એક સાથે અલ્લાહના હુકમો અને મારા યકીનનું નિદર્શન કરતી થઈ. પરદાનશીન મહિલા ટોળામાં ધ્યાનાકર્ષક બને છે. માત્ર શબ્દાળુતાથી જ બિનમુસ્લિમોના વિચારો જાણી શકાય અને તેથી હું મારી શ્રદ્ધા લોકો સામે વ્યક્ત કરવા લાગી. આ રીતે લોકોને અલ્લાહના અસ્તિત્વની યાદ કરાવવા લાગી. અલ્લાહ તરફની મારી અધીનતાની હું પરિચાયક બનતી ગઈ. મારો પરદો મને એ વાતની યાદ દેવડાવે છે કે ખબરદાર, તારે એક મુસ્લિમ તરીકે જ વ્યવહાર કરવો જોઈએ. એક પોલીસમેન જેમ પોતાના ગણવેશને કારણે પોતાના વ્યવસાય પ્રતિ વિશેષ જાગૃત બને છે, તેમ પરદાને કારણે મારી મુસલમાન તરીકેની ઓળખ વધુ સજબૂત બની.

પરદાને કારણે મુસ્લિમ બાનુઓ પરસ્પરને પિછાણતી થાય છે, અને એ રીતે બહેનપણા વધે છે, દાખલા તરીકે એકવાર જ્યારે ઈસ્લામિક સ્ટડી ગ્રુપના સભાસ્થળ વિષે હું ગડમથલમાં હતી ત્યારે બસની રાહ જોતી કેટલીક મુસ્લિમ બાનુઓને મેં જોઇ. મારી એ ધારણા સાચી નીવડી કે તેઓ પણ મારી જેમ સભાસ્થળે

જતી હતી. મેં તેમની પાસે જઈ "અસ્સલામુ અલયકુમ" કહ્યું અને તેમની સાથે વાતોએ વળગી. કોઇપણ પ્રકારના પૂર્વપરિચય વિના સલામ કરવાથી બહેનપણું વધે છે. ઈસ્લામનો એ આદેશ છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે પરિચિત અને અપરિચિત બંનેને સલામ કરતા રહો.

## બીજું પગલું :

મારી બહેનના લગ્નપ્રસંગે મારે જાપાન પરત આવવાનું થયું. હું હજી બે અઠવાડિયાથી મુસલમાન બની હતી. ઈસ્લામ ધર્મ અંગીકાર કરવાથી મને ઈચ્છિત ચીજ મળી હતી. હવે મને ડોકટરેટ થવાની ઈચ્છા નહોતી. તેને બદલે અરબી ભાષા અને કુર્આન શરીફ શીખવાની મને ઈચ્છા થઈ. ફ્રાંસ પરત જવાનો વિચાર મેં પડતો મૂકયો.

(મુસલમાન તરીકે) જાપાન જેવા દેશના એક નાના નગરમાં વસવાટ કરવો એક કસોટી સમાન હતું. હું એક એવી મુસલમાન હતી કે જે ઇસ્લામ વિશે અલ્પજ્ઞાન ધરાવતી હતી, એટલું જ નહિ, અન્ય મુસલમાનોથી અટૂલી હતી. આ એકલતા મારી ઈસ્લામિક જાગૃતિને વધુ તીવ્ર બનાવતી હતી. પાંચ વખતની નમાઝ પઢવાથી અને

સ્કાર્ફ પહેરવાથી મારો અલ્લાહ પ્રત્યેનો પ્રેમ પ્રગાઢ બન્યો હતો. મારી મુસલમાન તરીકેની ઓળખ વધુ સ્પષ્ટ બનતી જતી હતી. મારા એકાંતવાસ દરમિયાન હું ઘણીવાર અલ્લાહ સાથે એકાત્યક્તા પ્રાપ્ત કરતી હતી.

મારો ઈસ્લામિક લિબાસ મારામાં આવેલા પ્રથમ પરિવર્તનનું પરિચાયક બની રહ્યું. મુસ્લિમ મહિલાઓની બાહ્ય દેહાકૃતિ ન દેખાય તે બાબત પરત્વે ભાર મૂકે છે. મારા શરીરને દેખાડતા ઘણા પોશાક મારે ત્યજવાં પડયાં. પરદા સાથે મિનિસ્કર્ટ, પાટલુન અને ચડ્ડીઓનો મેળ ખાય તેમ નહોતો. મેં પાકિસ્તાની લિબાસ–સલવાર અને કમીઝ શરૂ કર્યું. મારા આ નવા વિચિત્ર પોશાક પરત્વે ટીકી ટીકીને જોનાર વિશે મને કોઇ ચિંતા નહોતી.

### ત્રીજું પગલું :

ધર્મ પરિવર્તન પછી છ મહિને હું ઇજિપ્ત ગઈ. એની પાછળ મારો હેતુ અરબી ભાષા શીખવાનો અને મુસ્લિમ દેશોમાંથી ઈસ્લામ વિશે પરિચિત થવાનો હતો. કેરોમાં હું એકમાત્ર જાપાની મુસ્લિમ પરિવારને ઓળખતી હતી. મારા યજમાન પરિવારમાં કોઇ અંગ્રેજી બોલતું નહોતું. મારી યજમાનને પહેલી નજરે જોઇને મને આશ્ચર્ય થયું. મેં જોયું કે મારી યજમાન પગથી માથા

સુધી કાળા પોશાકમાં ઢંકાયેલી રહેતી હતી. આવી જ એક મહિલાને મેં ફ્રાંસમાં જોયેલી. મેં ત્યાં ઈસ્લામિક સભાઓમાં અન્ય મહિલાઓને રંગીન પોશાકમાં જોયેલી, તેથી મારી યજમાનને આ રીતે જોઇ મને આશ્ચર્ય ન થયું. મેં વિચાર્યું. "આરબ રિવાજને અનુસરનારી આ બહેન ઈસ્લામના સાચા શિક્ષણથી અપરિચિત હતી." એનું કારણ એ હતું કે ત્યાં સુધી ઇસ્લામ વિશેનું મારું જ્ઞાન અત્યલ્પ હતું. મારા મતાનુસાર આ પ્રકારનો પોશાક જૂનવાણી હતો. મને એમ થયું કે લાવ, મારી યજમાનને કહું કે આ જરા વધુ પડતું અને અસ્વાભાવિક છે. એ જ રીતે પુરુષોથી અલિપ્ત રહેવાનો તેમનો પ્રયત્ન પણ મને જરા અસાધારણ લાગ્યો.

થોડા દિવસો બાદ પેલી યજમાન બહેને મને કહ્યું કે મારો પોશાક જાહેરમાં પહેરવા માટે અયોગ્ય હતો. જો કે મારા મત પ્રમાણે તે સંતોષકારક હતો. છતાં મેં વિચાર્યું–જેવા દેશ તેવા વેશ. આખરે મેં લાંબો કાળો પોશાક અને માથું ઢાંકવા લાંબો ખિમાર બનાવડાવ્યો. આમ ચહેરા સિવાય મારું આખું શરીર ઢંકાઈ ગયું. ધૂળથી બચવા માટે આ એક સારો વિચાર હતો. મારી યજમાન એમ માનતી હતી કે જાપાન જઈ આ પ્રમાણે પહેરીશ નહિ.

ત્યાં મારી પરિચિત બધી બહેનો બુરખો પહેરતી હતી. કેરો જેવા વિશાળ શહેરમાં આવું પહેરનારાઓની સંખ્યા જૂજ હતી. દેખીતી રીતે કેટલાક લોકોને મારો કાળો ખિમાર જોઇને આઘાત લાગ્યો. પશ્ચિમી ઢબે જીવનારા મોટાભાગના ઈજિપ્તવાસીઓ આવી મુસ્લિમ ઓરતોને "અલ અખવત" (બહેનો) કહી તેમનાથી અંતર રાખતા. તેમ છતાં મુસલમાનોનો સામાન્ય વર્ગ તેમના પ્રત્યે વિશિષ્ટ માન અને નમ્રતા દાખવતા. પૂર્ણ બુરખો ધારણ કરનારી મહિલાઓ તેમની શ્રદ્ધામાં વિશેષ ચુસ્ત ગણાતી. માત્ર સ્કાર્ફ પહેરનાર અથવા ઉઘાડે માથે રહેનાર સ્ત્રીઓને ધર્મ સાથે કોઈ સંબંધ ન હોય એમ દેખાતું હતું.

ઈસ્લામ ધર્મ સ્વીકારતાં પહેલાં મને સ્કર્ટ અને પેન્ટ વધારે ગમતાં હતાં, પરંતુ હવે મને નવો લાંબો પોશાક વધુ ગમવા લાગ્યો. હું જાણે રાજકુમારી દેખાતી હતી. આમ જો કે મને કાળા રંગ પ્રત્યે અણગમો નહોતો, તેમ છતાં કેરો જેવા ધૂળિયા શહેરમાં કાળો પોશાક વધુ અનુકૂળ લાગ્યો. ખરેખર જોવા જઈએ તો કાળા ખિમારમાં મુસ્લિમ ઓરતો વધારે સુંદર દેખાતી હતી. જ્યારે તેણીએ પોતાનું ઉપવસ્ત્ર કાઢતી ત્યારે વધુ તેજોમય દેખાતી હતી.

કેરોના મારા નિવાસ દરમિયાન હું કાળા વસ્ત્રોમાં આનંદિત હતી. જાપાન પહોંચીને હું આજ વસ્રો પહેરું એવી ઈજિપ્તની મહિલાઓની ભલામણ પ્રત્યે હું નકારાત્મક પ્રતિક્રિયા દાખવતી. આ એક પ્રકારનો કાર્યક્રમદોષ અને સંજોગો વિશેની તેમની અજ્ઞાનતા હતી. તેથી મને તેમના પ્રત્યે ગુસ્સો આવતો. મારી સમજ પ્રમાણે સ્ત્રીઓને તેમનું શરીર અને બાહ્યાકૃતિ ઢાંકવાનો ઈસ્લામનો આદેશ હતો. આ હેતુ સિદ્ધ કરવા માટે તેણી પોતાની ઈચ્છા અનુસાર બાહ્ય ઉપવસ્ત્રમાં ફેરફાર કરી શકે. દરેક સમાજને પોતાની આગવી રીત છે. મારી ધારણા એવી હતી કે જો હું જાપાનની શેરીઓમાં લાંબા કાળા પોશાકમાં ફરું તો તે એક પ્રકારનું પાગલપણું ગણાશે. હું ઈજિપ્તની મહિલાઓને કહેતી કે મારું આ પ્રકારનું ઉપવસ્ત્ર જાપાનીઓને આઘાતજનક લાગશે અને તે લોકો (જાપાનીઓ) મારી દલીલો સ્વીકારશે નહિ. એથી વિપરીત માત્ર આ પ્રકારનો બાહ્ય દેખાવ જોઈને જ તેઓ (જાપાનીઓ) ઈસ્લામની ઉપેક્ષા કરતા થશે. એટલું જ નહિ તેઓ ઈસ્લામની તાલીમ વિશે સાંભળવા કે સમજવા તૈયાર થશે નહિ.

(ખુશીની વાત એ હતી કે) ઈજિપ્તના મારા રોકાણ દરમિયાન મારા નવા કાળાં વસ્ત્રોથી ટેવાઇ ગઇ હતી

અને આખરે મેં જાપાનમાં પણ આ જ પોશાક પહેરવાનું નક્કી કર્યું. તેમ છતાં કાળા રંગનો આ પ્રકારનો ખિમાર જાપાનમાં પહેરવાનો વિચાર મને આઘાતજનક લાગતો હતો. તેથી મેં હલકા રંગોનો પોશાક અને સફેદ ખિમાર સીવડાવ્યો. આવા પોશાક પરિધાન કરી હું મારા વતનમાં પાછી ફરી.

## ચોથું પગલું :

જાપાનમાં મુસ્લિમ વસ્તી થોડી છે. તેથી રસ્તાઓ પર મુસલમાનો જૂજ માત્રામાં જોવા મળે છે. તેમ છતાં સફેદ ખિમાર પ્રત્યેનો તેમનો પ્રતિભાવ પ્રોત્સાહજનક હતો. મને તેમનામાં ઉપેક્ષા કે મજાક બેમાંથી એક પણ પ્રકારનો પ્રતિભાવ જોવા ન મળ્યો. લોકો એટલું તો સમજી ગયા કે હું કોઈ ધર્મ સાથે સંકળાયેલ હતી, પરંતુ કયા ધર્મ સાથે તે બાબત તેઓ સ્પષ્ટ નહોતા. એકવાર મેં એક યુવતીને તેની મિત્ર સાથે વાત કરતાં સાંભળી. તેણી કહેતી હતી કે હું (લેખિકા) બૌદ્ધ સાધ્વી છે. એ વાત હું ભૂલી શકી નથી કે ઈસ્લામ ધર્મ સ્વીકારતાં પહેલાં મારી ઈચ્છા સાધ્વી બનવાની હતી.

બાહ્ય પોશાકની રીતે જોઈએ તો બૌદ્ધ કે ખ્રિસ્તી ધર્મની સાધ્વીઓ અને મુસ્લિમ બાનુઓનો પોશાક એક-

સરખો હોય છે. પેરિસની મારી મુલાકાત દરમિયાન હું એક કેથોલિક સાધ્વી સાથે કાર માર્ગે પ્રવાસ કરી રહી હતી. હું મારું સ્મિત ખાળી શકી નહિ, કારણ કે કેથોલિક સાધ્વીનો આ પોશાક સર્જનહાર પ્રત્યેની તેની સમર્પણતાનું પ્રતિક હતું, અને આ માટે તેમનો આદર કરવામાં આવતો હતો. અને તેમના આ પોશાકને સમાજ માન્ય ગણતો હતો. એ જ રીતે મુસ્લિમ બાનુઓનો પરદો પણ દરેક મુસલમાન સ્ત્રીનું તેના ખુદા પ્રત્યેના સમપર્ણનું પ્રતિક હતું. જે લોકો ખ્રિસ્તી કે બૌદ્ધ સાધ્વીના પોશાકને આદરની નજરે જુએ છે તેઓ શા માટે મુસ્લિમ બાનુઓના પરદાની ટીકા કરે છે. એટલું જ નહિ, પરદાને તેઓ જુલ્મનું પ્રતિક માને છે.

ટ્રેન માર્ગે પ્રવાસ કરતાં એકવાર એક પ્રૌઢ પુરુષે મને મારી આ ફેશન ! (પરદા) વિશે પ્રશ્ન કર્યો. મેં તેમને સમજાવ્યું કે હું એક મુસ્લિમ મહિલા છું અને ઈસ્લામે દરેક સ્ત્રીને પરદામાં રહેવાનો હુકમ કર્યો છે. માનસિક દુર્બળતા ધરાવનાર પુરુષો સ્ત્રીસૌંદર્યને આંખોથી તુષ્ટ કરવાની પોતાની વિકૃતિને રોકી શકતા નથી. દલીલ ખાતર કોઈ એમ કહે કે દરેક પુરુષ હંમેશા વાસનાની નજરે સ્ત્રીને જોતો નથી હોતો. આ વાત કદાચ સાચી હોઈ શકે, પરંતુ જે લોકો આ પ્રકારની વિકૃતિ ધરાવે

છે તેમનું શું ? ઘણા સમાજોમાં જોવા મળતી જાતીય પજવણી અને જાતીય ગુનાખોરી વિશે વિચાર કરો. માણસ જાતને ઉચ્ચોચ્ચ નૈતિકતા અને સમર્પિત જીવનની વાતો યાદ અપાવવાથી આવી પ્રવૃત્તિઓ રોકી શકાતી નથી. એનો એકમાત્ર ઉપાય ઈસ્લામિક જીવનપદ્ધતિ છે. ઈસ્લામના જ આદેશ પ્રમાણે સ્ત્રીએ પોતાના શરીરને ઢાંકવાનું છે અને શક્ય તેટલા પુરુષસંપર્કથી બચવાનું છે. સ્કર્ટ પહેરીને જાણે એક રીતે આપણે પુરુષને આહવાન આપીએ છીએ કે 'તારે મને લઈ જવી હોય તો લઈ જા.'' પરદા અંગેના પરદા પાછળના આ સત્યને જાણીને પુરુષો પ્રભાવિત થાય છે. એનું કારણ એ છે કે એમને પણ સ્ત્રીઓના આજના ફેશનેબલ પોશાક ગમતા નથી.

ઉપરની દલીલો સાંભળી મારા સહપ્રવાસીએ મારાથી વિખૂટા પડતા પહેલાં મારો આભાર માન્યો. એની ઈચ્છા મારી સાથે વધુ સમય ગાળવાનો હતો. જાપાનીઓ સામાન્ય રીતે આ પ્રકારની ધાર્મિક ચર્ચાઓથી ટેવાયેલી હોતી નથી. તેમ છતાં મારા પરદાએ ઈસ્લામ અંગેના દ્વાર ખોલી દીધાં.

મારા પરિવારમાં મારા પિતાને મારી દયા આવતી, કારણ કે હું આવા ગરમ દિવસોમાં પણ હું પૂર્ણપણે ઢંકાયેલી રહેતી. ઉનાળાના દિવસોમાં દરેક ચીજ ગરમ

હોય છે, પરંતુ પરદાને કારણે હું મારા મસ્તક અને ડોકને સૂર્યના સીધા કિરણોથી બચાવી શકતી. કદાચ મારા સ્વજનોને આ બધું વિચિત્ર લાગતું હતું. મારી નાની બહેનને સ્કર્ટમાં જોઈને હું બેચેન બની જતી. મારા ઈસ્લામ અંગીકાર પૂર્વે પણ શરીરના અંગ–ઉપાંગોને છતાં કરે તેવા ચુસ્ત પોશાકથી હું વિચલિત બની જતી હતી. ત્યારે મને એમ લાગતું હતું કે જાણે ન જોવાની કોઈ ચીજ મેં જોઇ લીધી છે. આવા ચુસ્ત પોશાકથી સ્ત્રીજાતિને જો મૂંઝવણ થતી હોય તો પુરુષજાતિ પર એની કેવી અસર થતી હશે ?

કેટલીક પત્નીઓ પોતાને બહાર જતાં પહેલાં શણગારે છે. પોતે ઘરમાં તેણી કેવી લાગે છે તે વિશે વિચારતી નથી. ઇસ્લામમાં પતિપત્નીનો શણગાર પરસ્પર માટે હોય છે. રૂપાળા દેખાવાની આ પરસ્પરની સમજુતિ ઉભયના જીવનને આનંદી અને જીવવા લાયક બનાવે છે. પત્નીએ અન્ય પુરુષને પોતાના પ્રત્યે શા માટે આકર્ષવો જોઈએ ? તેણીએ ભૂલવું ન જોઈએ કે જે પોતે પરિણીત છે, પોતાનો પુરુષ પરસ્ત્રી તરફ આકર્ષાય તે તેણીને ગમશે ખરું ? આ રીતે આપણે જોઇ શકીએ છીએ કે ઈસ્લામિક પોશાક સ્થિર પરિવારની રચનામાં કેટલો મહામૂલો ફાળો આપી શકે તેમ છે.

માત્ર સ્ત્રીઓને જ ઇસ્લામમાં પરદામાં રહેવાનો આદેશ નથી, બલકે પુરુષોને પણ સુશીલ બનવાનો હુકમ છે. પુરુષ માટે પણ તેનું સતર (ડૂંટીથી લઈ ઢીંચણ-ઘૂંટણ સુધીનો શરીરનો ભાગ) ઢાંકવાનો હુકમ છે.

બિનમુસ્લિમ સમાજ કદાચ આમ વિચારતો થાય કે મુસલમાન સ્ત્રીઓ જરા વધુ પડતી ધર્મભીરૂ છે. આમ પરદામાં રહી તેઓ પોતાના પછાતપણાને વ્યક્ત કરે છે. તેઓ કદાચ પૂછે-પ્રાકૃતિક રીતે ખુલ્લા રહેતા શરીરના ભાગોને શા માટે ઢાંકવા ? બિકિની પહેરી સ્નાન કરવામાં અથવા દરિયા કિનારે લગભગ નગ્ન અવસ્થામાં રહેવામાં કેટલાકને શરમ આવતી નથી !

તેમ છતાં એ વાત કહેવી જ પડશે કે આજથી લગભગ અડધી સદી પૂર્વે સ્વીમીંગ પોશાક પહેરવાને અશોભનીય ગણવામાં આવતું હતું. મધ્યયુગમાં સૈનિક સ્ત્રીના પગરખાંને જોઈને ધ્રુજતો હતો. આ બધી વાતોનો ફલિતાર્થ એ જ છે કે સ્વીકૃત સામાજિક ધારણાઓમાં પરિવર્તન આવ્યું છે. ગુપ્ત ચીજ હંમેશા તેની કિંમત વધારી દે છે. આમ સ્ત્રી શરીરને સંતાડવાથી તેના સૌંદર્યમાં વૃદ્ધિ થાય છે. આ ચીજ વિશ્વની વિવિધ સંસ્કૃતિઓમાં જોવા મળે છે. જો આ જ રીતે નૈતિક અધઃપતન થતું રહ્યું તો લોકોને ભવિષ્યમાં માર્ગો પર

નગ્નાવસ્થામાં ચાલતાં કલ્પવું મુશ્કેલ નથી. કોઈ ચીજ તેમને આમ કરતાં રોકી નહિ શકે. મુસલમાનની વાત કરીએ તો તેમના માટે અલ્લાહે દરેક સમયે કરવાના કામોની સીમાંકન રેખા દોરી છે. આપણે તો તેના આદેશોનું પાલન જ કરવાનું છે. સર્જનહાર જ પોતાના સર્જનના સારા-નરસા પાસાંઓથી સુપેરે પરિચિત છે જ.

માનવીય સંસ્કૃત જીવનનો પ્રારંભ ત્યારે જ થાય છે જ્યારે તે શરમ ધારણ કરે છે. પોતાની વાસનાતૃપ્તિ માટે જો કોઈ માણસ ખુલ્લંખુલ્લા અનિચ્છનીય કાર્યો કરવાનું શરૂ કરી દે તો તે પશુ કરતાં સહેજે ઊતરતો નથી. શું વર્તમાન યુગ એ તરફ કદમ ધપાવી રહ્યો છે? પોતાના પોશાક અને રીતભાત વિશે કોણે નક્કી કરવાનું છે—માનવજાતે પોતે (કે જેના જીવન સૂલ્યો પવનગતિની જેમ બદલાતાં રહે છે) કે પછી અલ્લાહે? માત્ર અલ્લાહ જ તે છે કે જે પોતાના ઇલ્મથી દરેક સમયની સ્થિતિ જાણે છે. જાહેરમાં (કે ખાનગીમાં) કઇ રીતે રહેવું તેનો સાચો માર્ગ તેણે આપણને બતાવ્યો છે.

**પાંચમું પગલું :**

જાપાનના પુનરાગમનના થોડા દિવસો પછી મેં અને મારા પતિએ સઉદી અરબનો પ્રવાસ કર્યો. ત્યાં તેમને

નોકરી મળી હતી. મેં એક કાળો નિકાબ તૈયાર કર્યો હતો. હું કેરોમાંની પેલી મુસ્લિમ મહિલાના કહેવા મુજબ હાથમ્હોં ઢંકાય જાય તેવો બુરખો જરૂરી હોવાની માન્યતા ધરાવતી નહોતી થઈ. હું એવી માન્યતા ધરાવતી હતી કે ઈસ્લામમાં હાથમ્હોં ખુલ્લું રાખવાની છૂટ આપવામાં આવી છે. આખરે સઉદી અરબ પહોંચી મેં નિકાબ પહેરવો શરૂ કર્યો. નિકાબ પહેર્યા પછી હું કેવી લાગું છું તે જોવા હું આતુર હતી.

રિયાધ આવ્યા બાદ મેં જોયું કે બધી સ્ત્રીઓ નિકાબ (હાથમ્હોં ઢંકાય તે રીતનો બુરખો) પહેરતી નહોતી. ત્યાં રહેતી બિનમુસ્લિમ મહિલાઓ તો પોતાનો દુપટ્ટો ગળે વીંટાળી ફરતી હતી. સઉદી અરબમાં રહેતી ઘણી વિદેશી મુસ્લિમ મહિલાઓ પરદો પહેરતી નહોતી, પરંતુ ત્યાંની સ્થાનિક મહિલાઓ પગથી માથા સુધીનો બુરખો પહેરતી હતી.

આ પહેલાં મને એ વાતનું આશ્ચર્ય થતું હતું કે પરદા પાછળ રહેતી મહિલાઓ કઈ રીતે શ્વાસ લેતી હશે ? પ્રશ્ન ટેવ પડવાનો હતો. એકવાર ટેવ પડયા પછી પ્રતિકૂળતાનો કોઈ પ્રશ્ન જ નહોતો. સૌપ્રથમવાર મેં નિકાબ પહેર્યો ત્યારે મને સારું લાગ્યું. એકદમ અદ્‌ભુત અનુભૂતિ થઈ. હું એક ગુપ્ત આનંદની મજા લૂંટી રહી

હતી. મને એક એવો આનંદ થતો હતો કે જેનો અનુભવ હું પોતે જ કરી રહી હતી.

રિયાધમાંના મારા શરૂઆતના અઠવાડિયાઓ દરમિયાન હું માત્ર આંખો જ ખુલ્લી રાખતી, શિયાળાનો પોશાક જ્યારે મેં સીવડાવ્યો ત્યારે મેં એક પાતળી આંખની પટ્ટી પણ સીવડાવી. મારો પોશાક સંપૂર્ણ હતો અને તે રીતે મારો આરામ, ટોળામાં પણ હું મૂંઝવણ અનુભવતી નહોતી. મને લાગ્યું કે પુરુષો માટે હું અદૃશ્ય હતી. આંખો પર કાળી પટ્ટી પહેર્યા વિના હું બહાર નીકળતી અને જો કોઈ પુરુષની આંખો મારી આંખો સાથે મળતી તો હું પરેશાન થઈ ઉઠતી. મારી આંખ પરની એ કાળી પટ્ટી જાણે આંખો પરનાં ઘટ્ટ ચશ્મા પૂરવાર થયા. કાળા બુરખામાં સજ્જ સ્ત્રી સાથે દાઢીવાળા પુરુષને કોઈ બિનમુસ્લિમ રસ્તા પર જુએ તો એ યુગલને દમનનો ભોગ બનેલ વિચારે, પરંતુ હકીકતમાં આ એક ઈસ્લામિક લાક્ષણિકતા જ છે. બુરખામાં સજ્જ મુસ્લિમ સ્ત્રી તો પોતાને વધુ સન્માનિત અને સુરક્ષિત વિચારે છે. કોઈક એની દરકાર લેનાર છે એવી અનુભૂતિ તેને થાય છે. એવું લાગે છે જાણે કોઈ રાજકુમારી પોતાના રક્ષક સાથે જતી હોય !

એમ સમજવું ભૂલભરેલું છે કે મુસલમાન પુરુષ

પત્નીને પોતાની ખાનગી મિલકત સમજી ઈર્ષ્યાપૂર્વક અજાણ્યા માણસોની નજરોથી બચાવવા માટે તેને પરદાનશીન બનાવે છે. અલ્લાહના આદેશનું પાલન કરવા તે પરદો પહેરે છે અને એ રીતે તેનું ગૌરવ સચવાય છે. પુરુષોની નજરોની વાસનાનો ભોગ બનતી પશ્ચિમી મહિલાઓ પ્રત્યે પરદાનશીન મુસ્લિમ મહિલાને દયા ઉપજે છે.

મને સાચી મુસ્લિમ બનતાં બે વર્ષ લાગ્યાં. મારા પરદાએ મને સુંદર ધાર્મિક વાતાવરણ અને ધાર્મિક સમજ આપી. ફ્રાંસમાંના મારા ઈસ્લામ ધર્મ અંગીકાર પછી તરત હું સ્કાર્ફ સાથેનો ફેશનેબલ પોશાક પહેરતી હતી. આજે સઉદી અરબમાં હું સંપૂર્ણ કાળો પોશાક પહેરું છું. આમ પરદાને મેં તેની પ્રારંભિક અવસ્થાથી પૂર્ણ અવસ્થા સુધી અનુભવ્યો છે.

ઘણાં વરસો પૂર્વે જ્યારે ટોકિયોની એક ધાર્મિક સભામાં એક જાપાની મુસ્લિમ મહિલા માથું ઢાંકીને આવી હતી ત્યાં અન્ય જાપાની મુસ્લિમ મહિલાઓએ તેને તેમ કરતાં રોકી હતી. એનું કારણ એ હતું કે આમ કરવાથી પુરુષોને આઘાત પહોંચતો હતો.

તે સમયે માથું ઢાંકવાનો રિવાજ ઓછો હતો. આજે પરિસ્થિતિ બદલાઈ ગઇ છે. આજે તો વધુ ને વધુ જાપાની

મહિલાઓ ઈસ્લામ તરફ વળી રહી છે અને આ વાતાવરણમાં પણ તેણીઓ પોતાનું માથું ઢાંકે છે. પોતાના પરદા પર તેણીઓ ગર્વ લે છે.

પરદાનશીન મહિલા શું જુએ છે તેનો ખ્યાલ બહારથી આવતો નથી. આવી મહિલાઓને સામાન્ય જનસમાજ બે દૃષ્ટિએ જુએ છે. બિનમુસ્લિમોની નજરમાં આ એક જેલ છે, જ્યારે મુસ્લિમોની નજરે તેનાથી મનને સાચી શાંતિ મળે છે. દલીલ ખાતર કોઈ કહે કે મુસલમાન તરીકે જન્મ લીધો અને અન્ય ધર્મનો કોઈ પરિચય નથી માટે આમ લાગવું સ્વાભાવિક છે, પરંતુ મારી વાત કરું તો હું તો જન્મથી મુસલમાન નથી. આધુનિક જીવનના મોજશોખ છોડી મેં ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો છે. સ્ત્રીઓ દમનનો ભોગ બનેલી છે એ વિધાન જો સાચું હોત તો આજે યુરોપ, અમેરિકા, જાપાન અને અન્ય દેશોમાં આટલા મોટા પ્રમાણમાં પુરુષો અને સ્ત્રીઓ ઈસ્લામ ધર્મ અંગીકાર કરતી ન હોત.

પરદો ઓરતને કેવી સુંદરતા બક્ષે છે ત પૂર્વગ્રહયુક્ત માનવી જોઈ શકતો નથી. તેનામાં રહેલા આત્મવિશ્વાસ, શાંતિ અને પ્રતિષ્ઠાને તે અનુભવી શકતો નથી. તેના ચહેરા પર સહેજે દમનના ચિહ્નો દેખાતાં નથી. જે લોકો અલ્લાહની નિશાનીઓ નકારે છે તેમને ઈસ્લામ આંધળા કહે છે. ઇસ્લામ વિશેની તેમની ગેરસમજ વિશે બીજું શું કહી શકાય ?

*** સમાપ્ત ***